બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિ સંમેલન.

# ગરબા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

નિર્મળા દેસાઇ. સુમિત્રા કાનુગા.

સુમતિ ઠાકોર. કળાવતિ ઠાકોર.

મંત્રીઓ.

## આજની ઘડી.

અહો ધન્ય દિવસ આજનો, ધન્ય દિવસ આજ તણો
આજની ઘડી રળીઆમણી.
બાળાઓ ઝુલતી ઉલ્લાસ ભરી અંગમાં.
ધન્ય દિવસ આજનો.

કેળવણી વારિ સીંચી, પ્રફુલ કરો તનમન
સદ્‌ગુણ ફુલડાં વીણતાં સફળ કરો જીવન.
આવો આવોને બ્હેન ગીત રૂડાં ગાઇએ,
જ્ઞાનકુંજ ખીલી રૂડાં ઝરણમાંહી ન્હાઇએ.
પ્રેમ તણી લ્હાણી સૌને લ્હાઇએ–ધન્ય દિવસ આજનો

---

## રાજ ! આવજો.

રાજ આવજો રે, ગહન ગીત જ્યાં ગવાય !
અમર આર્યભૂમિ માંહ્ય;
દિવ્ય બ્રહ્મનાદ થાય:
ભવન ભવનમાં રે, સૂર એહ સંભળાય.
રાજ !
કોકિલ કૂજન વસન્ત માંહ્ય,
શરદ્‌પૂનમે નિધિ નવોય
કવિ, મહન્ત સન્તનોય,
આત્મતાર એક હોય.

હૃદય હૃદયમાં રે, રસ સ્વરાજ્યનો રસાય !
સૂર સ્વરાજ્યનો ઘુંટાય,
અમર આર્યભૂમિ માંહ્ય:
રાજ !

જનની બાલ–પારણું
રાષ્ટ્ર–હાલરડાં ભણે
આર્યદેવી–આંગણે.
દેવો જયની વેણુ વાય.

જીવન જીવનમાં રે, મંગલ ભાવના વણાય !
જનમ હક્ક જો ! સધાય:
અમર આર્યભૂમિ માંહ્ય:
આજ વધામણાં રે, વ્રત સ્વદેશી ઉજવાય:
રાજ !

કેશવ હ. શેઠ.

---

## વન.

અનુપમ વન સોહાય હો સખી !
વૃક્ષ લસિત સોહાય હો સખિ !
હસિત સુલતા સોહાય હો સખિ !
દિવ્ય ઓજસ ભર્યું વન સોહાય, પરિમલ રમ્ય છવાય.–અનુપમ.
રમ્ય સરિત ચંદ્રીની રેલાય, રૂપેરી તરંગમાં નવાય.–અનુપમ.

મુગુલ સોહાય, સુફલ સોહાય, ગુંજીત વૃક્ષનો ના સુણાય
અમૃત પાય, સુણી તુજ સંગીત મન વિલસાય,
દૈવી નાદ સુણાય. અનુપમ.

પશુપંખીના નાદ સુણાય, સુણી મન ઘેલું થાય; અનુપમ
ઓજસ ઝીલાય, સુમંત્ર પમાય, ચેતન અર્પિત પ્રેરણાપાય,
આદેશ પમાય, અંતરીક્ષ પડયા પ્રભુનાં સુણાય,
ભાન જીવનનુ થાય. અનુપમ.

સાશ્વત જીવનાન્દ પમાય. જીવન લ્હાણુ લેવાય. અનુપમ.

---

મળેલું.

મંગલ મન્દિર ખોલો.
મંગલ મન્દિર ખોલો.
દયામય! મંગલ મન્દિર ખોલો!
જીવનવન અતિ વેગે વટાવ્યું
દ્વાર ઉભા શિશુ ભોળો; દયામય ;
તિમિર ગયુ ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો, દયામય!
મંગલ મન્દિર ખોલો!
નામ મધુર તુજ રટયો નિરંતર.
શિશુ સહ પ્રેમે બોલો; દયામય!

દિવ્ય તૃષાભર આવ્યો બાલક,
પ્રેમ અમીરસ ઢાળો; દયામય!
મંગળ મન્દિર ખોલો
નરસિંહરાવ

---

આવે બહિનો બહિનો પ્યારી ઇશ્વરકે હમ ગુન ગાવે.
પ્રભુ તું મેરા પરમ સખા હે બલ બલ તેરેજી આવે.
હે જનની હે જગતકી અમ્મા તુમ સંગ પ્રીતિ લગાવે.
પ્રેમ કરે હમ સત્ય ગુણોંસે કીસબીધ દર્શન પાવે.
ઓહમ તેલે તેલે ઇશ્વરભક્તિ સે શીષ નમાવે.

---

## ત્હારૂં નામ.

નિત નિત ભજવું તારૂં નામ. તારૂં નામ, તારૂં નામ રે,
પ્રેમ થકી અમને પ્રભુજી મળ્યા.
આણી તેડે ગંગા વ્હાલા, પેલી તેડે જુમનાં રે,
વચ્ચે ગોકુળીયું રૂડું ગામ, રૂડું ગામ. રૂડું ગામ રે,
પ્રેમ થકી અમને પ્રભુજી મળ્યા.
મ્હારે આંગણીએ વ્હાલા, તુલસીના છોડ વ્હાલા,
પૂજા કર્યાનુ મારૂં ધામ, મારૂં ધામ, મારૂં ધામ રે.
પ્રેમ થકી અમને પ્રભુજી મળ્યા.
વૃંદાતે વનમાં વ્હાલા, રાસ રમાડયો રે,

સોળસે ગોપીઓમાં ઘેલો કા'ન, ઘેલો કા'ન ઘેલો કા'ન રે.
પ્રેમ થકી અમને પ્રભુજી મળ્યા.
બાઈ મીરાં કે પ્રભુ ગીરધર નાગર વ્હાલા,
છેલ્લા બાકીના રામરામ, રામરામ, રામરામ રે.
પ્રેમ થકી અમને પ્રભુજી મળ્યા.

---

## જગઉદ્ધારક સંગીત.

ગાજે અનુપમ રૂડું ગાન વિભુને બારણે હો બ્હેન,
જગહિત કારણ હો બ્હેન.
સૂણવા મધુરા સુર એ સત્વર હરખે ચાલને હો બ્હેન,
ચિર સુખ મ્હાણને હો બ્હેન.
લીલી કુંજો ડોલતી, સુણતાં એ શુભ ગાન,
મન્દ મંન્દ ઝરણાં વહે, ધરતી કુદરત ધ્યાન.
ટહુકે કોયલ હોંસે ગીત એ મીઠું સાંભળી હો બ્હેન,
અમિત હરખે ભરી હો બ્હેન,
ખીલે નિર્મળ સુન્દર ફુલડાં નિત એ સુરથી હો બ્હેન
વિભુ ચરણે ઢળી હો બ્હેન.
મોહ ભર્યા સંસારમાં ગર્વ ભર્યા જન ઉર
દ્રવ્ય મદે બધીરાં સહુ સૂણે એ સૂર
કેવળ નિર્મળ સાધુહૈયાં છાનાં સૂણતાં હો બ્હેન,
વિભુને વન્દતા હો બ્હેન

બીજાં ગર્ત્તે અન્ધા તિમિર કુવે નિત ડુબતાં હો વ્હેન,
વિભુને ભૂલતાં હો વ્હેન
અવનીને અજવાળીએ ઘુમતું ચારે પાસ;
દુઃખી જનના ઉરમાં પૂરતું નુતન આશ.
ઉજડ મરૂભૂમિમાં અમીનાં પૂર એ રેડતું હો વ્હેન,
તિમિર પડ ફેડતું હો વ્હેન
પીડિત સાધુઓને અમર દિલાસો આપતું હો વ્હેન,
દિન દુઃખ ટાળવું હો વ્હેન;
એવું જગઉદ્ધારક ઝીલવા વિભુ ગીત ચાલને હો વ્હેન,
આળસ છાંડને હો વ્હેન.
"સ્નેહ રશ્મિ"

——:o:——

## કાઠીયાણીનું ગીત.

મ્હારા સાવજશૂરા નાથ હો ! ત્હારે દેશ–કેશા પરદેશ ?
આભ ઢળ્યાં ધરતી ઉરે, ત્યહાં ગોરંભે કાંઈ ગીરઃ
કુંજે બોલે મોરલો, મ્હારે હૈયે નણદલ વીર;
મ્હારા સાવજશૂરા.
આડાં ન આવે ઝાડવાં, એવા લાંબા લાંબા પન્થ;
માણુકીએ ચ્હડી આવશે, મ્હારો સૂરજમુખો કન્થ
મ્હારા સાવજશૂરા.
આભ ઝીલીને રેવત ઉભો, ફરતો ગિરિનો સાથ;

વનમાં ગાજે કેસરી, કાંઈ ધીંગાણે મુજ નાથઃ
મ્હારા સાવજશૂરા.
ભાલે ટમકે ટીલડી, મ્હારે હાથે હેમત્રિશુળ;
સિન્દુરે છાંટી ચુંદડી, મ્હારાં સોહે સૂરજકુળઃ
મ્હારા સાવજશૂરા.
આઘા ગીરના ડુંગરા, એથી આઘેરો ગુજરાતઃ
પિયુના પન્થ નિહાળતી, કાંઇ વ્હાલમની જૂવે વાટ,
મ્હારા સાવજશૂરા.

ન્હાનાલાલ દ. કવિ.

---

## ભાઇ બ્હેન.

કેવડો લીલો ને લીલી લીમડી રે,
લીલુડાં ભાઇ ને બ્હેનનાં હેત;
દેવની દીધેલ ભાઇ બ્હેન બેલડી રે.
મોરલો સુનો ને સુની વાદળી રે,
વીખુટાં બેઉ ઝુરે પરદેશ;
દેવની દીધેલ ભાઇ બ્હેન બેલડી રે.
મોગરો ડોલે ને ફરકે પાંદડી રે,
ભાઇ બ્હેન હૈયે રસસંકેત;
દેવની દીધેલ ભાઈ બ્હેન બેલડી રે.
મેહુલો બોલે ને ઝબુકે વીજળી રે,

ભાઇ બ્હેન ઝીલે અબોલ સન્દેશ;
દેવની દીધેલ ભાઇ બ્હેન બેલડી રે.

---

## ગરબી.

ગરબા ગાવાનાં નવ નોરતાં રે લોલ
ગરબા ગાવાની મઝા ઓર, ખીલી ચાંદની રે લોલ.
ગીત નવાં રોજ રોજ શીખવાં રે લોલ.
સારા દહાડા ને રૂડી રાતડી રે લોલ,
શું શું કરીશું કહો કામ ? ખીલી ચાંદની રે લોલ
તાળી દેતાં વાગે ઘણી ઘુઘરી રે લોલ.
બેનો રમણે ચડી રાસ ખેલતી રે લોલ
કેવાં કરીશું સન્માન ? ખીલી ચાંદની રે લોલ–તાળી.
આનંદે ભજી ભગવાનને રે લોલ,
માતપિતાના પૂજી પાય, ખીલી ચાંદની રે લોલ–તાળી.
આવ્યા દિવસ એવા ગાળીશું રે લોલ,
કે ભૂલાય નહિ કોઈ કાળ, ખીલી ચાંદની રે લોલ.
તાળી દેતાં વાગે ઘણી ઘુઘરી રે લોલ.

---

## ધડુલો.

સુણજો સાહેલી ! વાત
મારે ધડૂલા—
દિલનો મુજ દેવ હો હુલાવતી હું રે !

સંસારે એક સાથ
મારે ઘડૂલો—
હેતે ભરેલ હો હુલાવતી હું રે!
સૂરજ ચાંદાની જાત
મારે ઘડૂલો—
તારલે જડેલ હો હુલાવતી હું રે!
પૃથ્વી પાતાળ ભાત
મારે ઘડૂલો—
સ્વર્ગ ચીતરેલ હો હુલાવતી હું રે!
પ્રાણનો પુરાણ નાથ
મારે ઘડૂલો—
જ્યોતિ જ્વલંત હો હુલાવતી હું રે!
જીવતરનું લક્ષ્ય માત્ર
મારે ઘડૂલો—
એને સંકેત હો હુલાવતી હું રે!
સુન્દર સૌભાગ્ય રાજ
મારે ઘડૂલો—
ધરતાં શિરમોર હો હુલાવતી હું રે!
રહેજો અખંડ તાજ
મારે ઘડૂલો—
આત્માનો કિરીટ હો હુલાવતી હું રે!

---

# અતિથિનો રાસ.

કાલીંદિને જળ કાંઠડે રે.
બંસી મધુરી બજાવ; મારા વા'લમા !
અતિથિ જુએ વાટડી રે,
ગીતાનાં ગીતડાં ગજાવ; મારા વા'લમા !
અતિથિ બેઠા પ્રલય નાવડે રે,
ઝોલે ચડયાં નીર–નાવ; મારા વા'લમા !
સુરતા લગાડી બ્રહ્મનાદની રે,
પ્રલયનાં પૂરને થોભાવ મારા વા'લમા !
અતિથિ થાકયા તપ્યા સિઝતા રે,
બ્રહ્મરસે નવરાવ; મારા વા'લમા !
ભરદરિયે અતિથિ એકલા રે,
બંસીમાં છેડ ધ્રુવતાર; મારા વા'લમા !
અતિથિ ટકયા એક આશરે રે.
સામા કિનારે ઉતાર; મારા વા'લમા !
કાલોદધિ કેરે આંગણે રે,
એકજ તારો આધાર મારા વા'લમા !
સંસારીને ભવકાંઠડે રે,
દેવોની દાંડી પીટાવ; મારા વા'લમા !

કેશવ હ. શેઠ.

---

૧૧૮-૬૮

# અંધ કવિ હંસરાજભાઇને એક વર્ષની આસન કેદની સજા.

## તેમનાં કેટલાંક કાવ્યો.

ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં,
ઉતરીઆં કંઈ આથમણે ઑવારરે;
પરદેશી ભુખ્યાં ટોપી વાળાનાં ટોળાં ઉતર્યા....ટેક.

લીલી વાડીને મીઠી છાંયડી,
નરમળાં નદીઓ કેરાં નીરરે........પરદેશી.

આંબે આંબે તે કોયલ લેરતી,
ઉડતાં કંઈ રૂડા હંસ ને મોરરે........પરદેશી.

પૂરી પનોતી બેઠી દેશની,
અટારીએ કંઇ ભેરવના ભણકારરે........પરદેશી.

ઘેર ઘેર ઘુવડ તે બોલીયાં,
રોવા લાગ્યાં કંઇ શ્વાનને શિઆળરે........પરદેશી.

ધરમી રૂવે મેલી ધ્રુસકા,
અધર્મીના આનંદનો નહિ પારરે........પરદેશી.

બાળા રાંડે તે બાર વર્ષની,
માની પહેલાં મરે નાનાં બાળરે........પરદેશી.

ધરણી સુકાઇને થઈ વાંઝણી,
કારમા બેઠા કળજગના કાળરે.......પરદેશી.

સુના ચોરાને સુના ગોચરા,
સુના સુના પાણીઆરીના ઘાટરે.......પરદેશી.

ભાંગી ભરવાડોની મોરલી,
કારખાને કંઈ કામધેનું કપાયરે.......પરદેશી.

થાપ્યાં થાણુંને થાપી કોઠીઓ,
આદર્યા કાળા કોપના વેપારરે.......પરદેશી.

ત્રુટી શાળોને ત્રુટયા રેંટીઆ,
કારીગરોના કાપી નાંખ્યા હાથરે.......પરદેશી.

એક દીવસ બધે પાળીઓ,
હાટડે હાટડે પાડી દીધી હડતાળરે....પરદેશી.

રૂઠી સરકાર રાંક લોક પર,
તુટી પડી જાણે વરૂ વાઘરે.......પરદેશી.

ઠામે ઠામે જંજીરો ગોઠવી,
ઠામે ઠામ ઉરાડયાં બલુનરે.......પરદેશી.

એવો જુલમ એણે આદર્યો,
કહાણી કહેતાં કાળજું કટકા થાયરે....પરદેશી.

તુર્કી માટેનું વચન તોડીયું,
સળગી ઉઠયા સાચા મુસલમાનરે.......પરદેશી.

ગાંધીજીએ કહેણુ મોકલ્યાં,
ત્યાંથી માને માઠા બેઠા દીનરે........પરદેશી.
ગાંધીજીએ પણ આદર્યાં,
ટાળશું અથવા વાળશું આ સરકારરે....પરદેશી.
ગાંધીજીએ લીધા હાથમાં,
માડી જાયા હિન્દુ મુસલમાનરે........પરદેશી.
મહેલ માનીને જજો જેલમાં,
છાતી ઉપર ઝીલજો બંદુકરે...........પરદેશી.
માતા જેવું હૈયું રાખજો,
દિલમાંહી રાખજો નહિં ડંખરે........પરદેશી.
શાળા છોડોરે તમે બાળકો,
એ છે મોટું ગુલામીનુ ઘરરે........પરદેશી.
વકીલો તમે વકીલાત છોડજો,
તમારા પર એ રાજના થંભરે........પરદેશી.
એની સભા મહી જાશો નહી,.
એ સમશાને લીધા ભોગરે........પરદેશી.
ગાંધીજી પુર્યા જેલમા,
સરકારને લાગી ઉરે લ્હાયરે........પરદેશી.
પાયા ડગમગીઆ એના રાજના,
ડોલતાં એનાં સીંહાસન દેખાયરે........પરદેશી.

તાજ પડુરે પડુ થાય છે,
પુરે પુરૂં ભરાયું એનું પાપરે.......પરદેશી.
કાંતો હારશે દેશના હાથથી,
અથવા મરશે માંહો માંહ કપાઇરે........પરદેશી.
કજીઆ કરાવી ભાઈ ભાઇમાં,
પોતે થઇને બેઠા મોટા ભુપરે........પરદેશી.
આવ્યા ઓઢીને એવી કાંચળી,
ઓળખાયા નહિ અંતરના ભોરીંગરે....પરદેશી.
કરી કચેરી ઉંચે ડુંગરે,
વાળવા બેઠા દેશ કેરો દાટરે.......પરદેશી.
વાગ્યાં ભુંગળાં ને આવી ગાડીઓ,
ધુમાડાના ઉડે ગોટાગોટરે...........પરદેશી.
વધ્યા કાયદા ને વધી કોરટો,
વધ્યા કંઈ ગુનાના કરનારરે........પરદેશી.
વકીલો વધ્યા ને વધ્યા ડોકટરો,
વધ્યા કંઈ કજીઆ અને રોગરે........પરદેશી.
એવે વેરો તે નાંખ્યો આકરો,
ખેડુતોને ખાવા ન મળે ધાનરે .... પરદેશી.
ગરવા ગામડાનાં ઝુરે ઝુંપડાં,
માડી જાયા પરદેશે પીંજાયરે .......પરદેશી.

દાદા બોલ્યા ને લોકે સાંભળ્યું,
પુરે પુરી આવી નહી શુધરે..... ...પરદેશી.
વરસે વરસે મોટેરાં મળે,
કાઢવા લાગ્યા અંતરની વરાળરે....... પરદેશી.
આંખે પાટા બાંધ્યા લોકને,
ડુચા દઇને ગુગળાવી નાંખ્યા શ્વાસરે...પરદેશી.
ડેરો નાંખ્યો તે એણે ડાકમાં,
હાથે પગે જકડી લીધી જંજીરરે..... ...પરદેશી.
એવે આવ્યા ગાંધીજી મોખરે,
યુગ યુગની ઉડાડી ઉંઘરે........પરદેશી.
દેશ તણો એ સાચો દીકરો,
કર્મવીર કસ્તુરબાનો કંથરે ..........પરદેશી.
જર્મન ગાજ્યા ને ગાજી મેદની,
સરકારની વારે ચઢયા લોકરે........પરદેશી.
નાણુંવાળાએ નાણું ધીરીઆં,
શુરવીરે રેડયાં કંઈ લોહીરે........પરદેશી.
અંતે આવ્યો રે કાળો કાયદો,
ચમકી ઉઠી રૈયત ચોપાસરે....... પરદેશી.
સાચું કહેતાં સાચું બોલતાં,
ગાંધીજીએ શીખવ્યું ગામેગામરે........પરદેશી.

# વિદાય ગીત.

મોંઘા મૂલાં મ્હેમાનો અમારાં. કહો કેમ દઈએ વિદાય રે,
દર્શન દેજો ફરી રે,

વસમાં દુઃખ વિયોગના
શુદ્ધ પ્રેમમય હ્રદય ચિરાય રે—દર્શન.

ફુલ નહિ ફુલની પાંખડી,
અમ સ્વીકારશો આ વાર રે—દર્શન.

સ્વાગતમાં કાંઈ ઉણપ હોય તો,
રાખજો દિલ દરિયાવ રે—દર્શન.

અમે તમારાં સર્વ આપનું.
માની માણજો મોજ મનમાંહ્ય રે—દર્શન.

નિશદિન જોઈશું વાટડી,
વ્હાલાં આવજો સ્નેહિ સંગાથ રે—દર્શન.



